સુધારા તથા દિલખુશ વધારા સાથે

# કવાલી સંગ્રહ.


રચનાર—જોશી જયરામ રવજી ભાગલીયા



પ્રકાશકઃ- ડી. જે. ભાગલીયા
કચ્છ માંડવીવાલા.

ઠે૦ ગીરગામ બેક રોડ, અમૃતવાડીને નાકે,
નારણ બીલ્ડીંગ, બીજે દાદરે, મુંબઇ નં ૪.

આવૃતી ૪ થી પ્રત ૨૦૦૦ | (સર્વ હક્ક સ્વાધીન) | સંવત ૧૯૭૫ સને ૧૯૧૯

કિંમત ત્રણ આના.

શ્રીકૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસમાં રતિલાલ હરજીવને છાપ્યું
નં. ૯, અનંતવાડી, મુંબઇ.

**આ દવાઓ ખાસ રાજા મહારાજા અને પ્રીન્સોને માટે બનાવી છે.**

એક કલાકમાં કઉવતનો પુર જોસ ઇલેત્રીક પાવર લાવનારી બળબુદ્ધિ યાદશકતીને તેજ કરી જાદુની માફક એકદમ ચમત્કાર બતાવનારી ખાસ આ

## ( કીંગ ઓફ ટોનીક પીલ્સ. )

કાયમની શકતી મેળવવી હોય અને જુવાનીનો પુર જોસ શકતીનો પાવર લેવો હોય તો (કીંગ ઓફ ટોનીક પીલ્સ વાપરો) આઠ દીવસ અજમાયસ માટે રૂ. ૭૫).

## ( નાઇટ પીલ્સ. )

પ્રેમના વીલાસીજનો માટે ગોળીઓ ગઇ જુવાનીનું જોબન પ્રેમરસની ખરી મજા લેવી હોય તો આ પીલ્સ એકવાર વાપરો ગોળી ૧ ની કીંમત રૂ. ૫), અડધા કલાકમાં નાઇટ પીલ્સનો અજબ ચમત્કાર જોવો હોય તો એક ગોળી વાપરી ખાત્રી કરો.

**પંદરમીનીટમાં ઇલેકટ્રીક પાવર લાવી અજબ શકતી પેદા કરનારૂં શકતી સંજીવન તેલ છે.**

એકદમ કઉવતનો પુર જોસ પાવર લાવનારૂં અને શકતીને સજીવન કરનારૂં આ તેલ છે.

શરીરની નબળી પડેલી નસોને જાડી અને લાંબી કરી કઉવતનો પુર જોસ પેદા કરે છે. પક્ષઘાત, લકવો, સુન મારેલી નસો માટે અકસીર-આ ચમત્કારીક તેલ છે. કીં. તોલા ૧ ના રૂ. ૨૧૦) છે.

જવાબ માટે રૂ. ૨ આવે જવાબ મોકલવામાં આવશે. હકીકત જાણવા માંગતા હો તો રૂ. ૧) મોકલો તો અમારી દવાઓનું કેટલોગ મોકલી આપીશું

# દુબલ મેડીકલ હોલ,

નં. ૩૨, ચરનીરોડ,

મુંબઇ, પોસ્ટ નં. ૪.

# કવાલી સંગ્રહ.

## ઇશ્વર પ્રાર્થના.

( દાસ પરે દયા લાવો એ રાગ. ૧.)

આપ થકી અંજવાળુરે, અમોને પ્યારા આપ થકી અંજવાળું;
વિઘ્નો કૈક સતાવે અમને, યાદ કર્યાં માટે મેં તમને;
આંખો વિના આપની, મુર્તિ હૃદયમાં ભાળું રે. અમોને,
મંદ બુદ્ધિ હું ક[illegible] [illegible]ાવ [illegible]ું, પ્રભુતણા ગુણ નીત્ય વખાણું;
સમયપર સાહ્ય થશો, એ[illegible] નક્કિ મન ધાર્યું રે અમોને
રચના કરવી બહુજ કઠણ છે, નીશીદીન મુજને એજ રટણ છે
સત્વર કૃપા થાય તો, હવે વધારે સારૂં રે. અમોને.
જયરામ ડહાપણ દે સૌ મુકી! જૈશ ક્રિયા તારી તું ચુકી;
પરમ આનંદ સર્વથી, અધીક પ્રભુને વહાલું રે અમોને.

---

## ચંચળ મનની ચીકિત્સા.

( કવાલી ૨. )

મહાપાપી અલ્યા મન તું, જરા કંઇ જો વિચારીને,
છોડી દેને હઠીલાઇ, રહ્યા શાને સતાવીને;

કહ્યું તારૂં કદી કરિએ, વીના મોતે અમો મરિએ;
જુદા જુલ્મી તરંગોથી, અમોને લે બચાવીને. મહાપાપી.
પ્રગટ પેસે ઉંડા જલમાં, મુશાફિર થાય છે પલમાં;
રડે છે તું સમય સાધી, હિંમત સૌ જાય હારીને. મહાપાપી.
કવચિત શુરો થતો દેખું, કવચિત કાયર કહિં લેખું;
વસે કોઇવાર જંગલમાં, સકળ દુઃખને હઠાવીને. મહાપાપી.
ન જાણું હું ગતીતારી, મુની મોટા ગયા હારી;
કહે જયરામ થઇ નીશ્ચલ, પીડા સૌ દે પતાવિને. મહાપાપી.

---

## કાળની [illegible].

(કવાલી ૩.)

ફરે છે ચક્ર આ કેવો, જુવોને કાળનો ભાઇ;
રહ્યો પાડી જુદા સૌને, ન રાખે કયાંય મીત્રાઇ.
ઘણા જાડાં અને ઝીણા, તોફાની તીવ્ર બલ હિણા,
પશુ પક્ષી ચરાચરને, અનુક્રમથી રહ્યો ખાઇ. ફરે છે.
વિનંતીથી ન તે વળતો, પ્રયત્નોથી નતે ટળતો,
હજારોના જથામાંથી, ઉપાડી જાય પલમાંહી. ફરે છે.
ચતુર છે ચાકરો જેના, રૂપાળા રંગની મૈના;
અને પોપટ રહ્યા બોલી, દીઠાં ખંડેર મેં ત્યાંહી. ફરે છે.
જુવાનીમાં હતા જેવા, રહ્યા છો કે તમો તેવા.
કહે જયરામ એતો શું ભુમી પણ જાય પલટાઇ ફરે છે.

## પ્રારબ્ધના લેખ વિષે.

( કવાલી ૪. )

અરે બંદા વિચારી જો, લખેલા લેખ શું ટળશે;
વાવેલી છે જોકે બંટી, ઘઉં તે કયાં થકી મળશે.
લીધાં નાણાં તમો છાના, બતાવો છો હવે બહાના;
છુપાવ્યું કેમ તે છુપે, ગમે તે રીતથી નડશે. અરે બંદા.
અમો ઇચ્છા કરૂં એવી, સદા લાડુ મળે તેવી;
કરમમાં છે સુકી રોટી કહો કઇ રીતથી ફરશે. અરે બંદા
બીજાના બંગલા જોઇ, રખે પડતા તમો રોઇ;
ત્રુટેલી ઝુંપડી સારું, બંદું, એમાં થકી જડશે. અરે બંદા
પ્રભુથી જે રહ્યા વાંકા પડયા છે અન્નનાં ફાંકા,
કહે જયરામ ભજ તેને, જેનાથી તુર્ત તું તરશે. અરે બંદા.

---

## પંચ વિષયની પ્રબલતા.

( કવાલી ૫. )

વિષય વિખમાં ફરક શોછે, વિચારોને ભલા ભાઈ:
પીયો છો ઝેરના પ્યાલા, ખુશી સાથે તમો ચાહી.
ખીલેલાં પુષ્પને જોઇ, ભ્રમર બેશી રહ્યો મોહી;
બીડાયું પુષ્પ તે જ્યારે, મુકે છે પ્રાણ પસ્તાઈ. વિષય.
સ્વરોના સ્વાદમાં પેસી, હરણીયા સૌ રહ્યા બેસી;

શીકારીને ચડયા હાથે, ન ચાલી ત્યાં ચતુરાઇ. વિષય
બની એ રિતથી ઘેલો, સરપ સપડાય છે વહેલો;
દશા એવીજ મત્સ્યોની, મુખેથી શું કહું ગાઇ. વિષય.
બીજો પણ એક છે સાથી, જેને કહો છો તમો હાથી;
વિષયના રંગમાં આવી, પડે છે કુપમાં ધાઇ, વિષય
ઝુંમર અથવા ગલાસોમાં પતંગો પ્રાણ પોતાના
મુકીદે છે મીનીટ એમાં, ગયાછો કેમ ગભરાઇ. વિષય.
આવ્યું દિલમાં જેવી રીતે, કહ્યું મેં સૌ પ્રભુ પ્રીતે;
કહે જયરામ હે સંતો, જનમવું એજ દુઃખદાઇ. વિષય

## અહંકાર ન કરવા વિષે.

( કવાલી ૬ )

નથી કાયમ કશું કાંઇ, ધરો સીદ સોચ મનમાંહી,
હજારોના ધણી બલકે, થયાં છે રંક પલમાંહી.
અગર સમજો કદી મનમાં, અમો આરોગ્ય છું તનમાં;
વખતપર જો પડયા માંદા, મુખે જપતાં રહો માઇ, નથી.
સુરજ સુભ ચંદ્રને તારા, પ્રવાહી ગંગ જલધારા;
સમય પુરૂ થયાં કેડે, ફુલેલાં જાય કરમાઇ. નથી.
દીલાવર છું અમો હમણાં, કૃપણ થઇસું પછી બમણાં;
શીયળવંતી સતી નારી, વખતપર જાય બદલાઇ. નથી.

કહે જયરામ ફુલપાવર, હીંમતવાળા થયાં કાયર;
સ્રીયોનાં દાસ થઇ બેઠાં ગયાં સૌ મર્દ લજવાઇ. નથી.

---

## ગરજ વિષે.

( કવાલી ૭ )

ગરજસમ એકપણુ બીજી, ન દીઠી ચીજ મેં પ્યારી;
એની પાસે ગળી સાકર, બધી વાતે જુવો હારી.
જેવા કે પંડિતો મહોટા, ગરજ પડતાં બની છોટા;
શ્રીમંતોના ઘરે જઇને; લાવે છે નેત્રમાં વારી ગરજસમ.
મુછાળાને કરે મેરી; ગરજ વસ્તુ મહા ઝેરી;
ધ્રુજાવે છે સકળ તનને, વઙ્કુટાવેજ કંપારી ગરજસમ.
સુખી રાખે જમુનાજી, બને મથુરાં કે ચોબાજી;
જગતને ખાય છે ધુતી, તકે છે પારકી નારી. ગરજસમ.
ગરજ વંતી મૃદુલ હરિણી, મુરખની સાથમાં પરણી;
ગુણીકાઓ રહી નાચી, પ્રતાપી ગર્જ છે ભારી, ગરજસમ.
કહે જયરામ ઓ બાઇ, દુઃખી કરતી નં તું કયાંહી;
અમોથી દુરતું રહેજે, કૃપા સમજીસ હું તારી. ગરજસમ

---

## દુઃખી થયલા જીવનો પરિતાપ.

( કવાલી ૮ )

પ્રગટ આ પાપનાં ફળ છે, એવું નીશ્ચય કર્યું મનમાં

નહિંતો દુઃખ તે આવું, અસર કયાંથી કરે તનમાં.
અભાગી દેહ છે મારો, છતાં લાગે બહુ પ્યારો;
જશે વિતી ઉમર કયારે, થયા લાચાર ઘડપણમાં, પ્રગટ.
સીથીલતા પ્રાપ્ત થઇ જયારે, નફ્ટ પુત્રો થયાં ત્યારે;
લજ્જા રહેશે પછી કયાંથી, થશે નીંદા સકળ જનમાં, પ્રગટ.
કહ્યું કરતા નથી મારૂં, પ્રભુએ શું હશે ધાર્યું
અતીશય ત્રાસના યોગે, જવું સારૂં એથી વનમાં પ્રગટ.
દયાળુ દેવ છો મારા, ન રાખું કયાંય હું ન્યારા,
કહે જયરામ શ્રી પ્રભુને, પ્રતીકુલ થાઓને ક્ષણુમાં. પ્રગટ.

---

## કૃષ્ણ વિરહથી ગોપીઓએ કરેલો સંતાપ.

( કવાલી ૯ )

હકિકત આ બધી ઓધવ, અમારા શ્યામને કહેજો;
ચરણની છું અમો દાસી, ખબર કોઇ વારતો લેજો.
દુઃખી છૈએ અમો ભારી, ન લાગે ચીજ કંઇ પ્યારી;
દયાળુ કૃષ્ણને કહેવું, દર્શનનું દાનતો દેજો હકિકત.
ફસાયા સ્નેહમાં જયારે, દુઃખી છું આમ અત્યારે;
પેલા ભવનું હશે દેણું પડી અમને હવે ગરજો. હકિકત.
સકળછું પ્રેમની પ્યાસી, મદન યોગે અમો ત્રાસી;
કહે જયરામ ભજ બંદા, બધી આવીજ છે તરજો. હકિકત

---

# વર્તમાન ગુણ દર્શક.

( કવાલી ૧૦ )

તજીદ્યોને ગુરૂ તેવા, કુપંથે જે ચઢાવે છે;
સ્વતા એમાં રહ્યાબુડી, બીજાને શું બચાવે છે.
સમુદ્ર આ રહ્યો મોટો, સમય પણ છે બહુ ખોટો;
ગુરૂ નોકા ગઈ ત્રુટી, ફ્લી તે શું નીભાવે છે. તજીદ્યોને.
પીતાજી તે હતા કેવા, અમોતો ના થયાં તેવા;
હવે ના તો થશે એવા, જમાવેલી ગુમાવે છે. તજીદ્યોને.
અગર કોઇ જો હશે સાધુ, ભરેલું તો હશે જાદુ;
છેવટ માટીનીજ મૃાટી, એવું શું કામ આવે છે. તજીદ્યોને,
બીડુ તાંબુલનું આપે, સ્રીઓના હાથ લઇ ચાંપે,
ધણી જોયાં કરે સામાં, તીખાં બાણો ચલાવે છે. તજીદ્યોને,
વિવિધ સુવર્ણની ચીજો, દેખીને શું રહ્યા રીઝો;
દયા દ્રષ્ટી નથી જેની, નગદ પૈસા પડાવે છે. તજીદ્યોને.
ગુરૂ ને શીષ્યના ધર્મો, ન જાણીને કરે કર્મો;
કહે જયરામ ભજ તેને, શ્રુતી જેને વખાણે છે. તજીદ્યોને.

---

## કુછંદી પતીને પરણેલી સ્રીએ આપેલો બોધ.

(કવાલી ૧૧.)

ભ્રમર તું જેસમાં ભુલી, નવા પુષ્પો નીહાળીને,
થશે દુઃખ પ્રાપ્ત એમાંથી,, બિવેકી જો વિચારીને.

અગર નક્કી સમજ મનમાં, ઉપજશે વ્યાધીયો તનમાં;
હુકમ શીર આ સખત તારો, શકેના તે ઉઠાવીને. ભ્રમર તું
અમો જેવા હશું તેવા, બીજા કયાંથી જશો લેવા;
ખબર પડશે પછી તુજને, કમલ પત્રો જગાડીને. ભ્રમર તું.
અમલમાં તું બન્યો ઘેલો, સમય સાધી કરી ખેલો;
ચમનબાજી ઉડાવે છે, દયા કર તું ઉગારીને ભ્રમર તું
શરણુ છું હું હવે તારી, કરમની છે ગતી ન્યારી;
સ્થીર થૈ બેસવું વહાલા, એમાં શી ખોટ આપણુને ભ્રમર તું
કહ્યું જયરામનું માની, ભ્રમર તું છોડ નાદાની;
બધું આ દ્રવ્ય છે તારૂં, તજીદે વ્યર્થ યારીને. ભ્રમર તું.

---

## પુન્યના ફળની મહત્વતા.

(કવાલી ૧૨.)

રહ્યું સુખ જે કરમમાં તે, લીધું સૌ ભોગવી જાતે;
હવે બસ કર અરે બંદા, બેશી રહેવું નથી માટે;
બીજું તે કયાં થકા મળશે, લખેલા લેખ શું ટળશે;
ભરેલા તે થયાં ખાલી, જમાવેલાં હતા હાથે રહ્યું સુખ.
બચેલું છે જરા બલકે, વગર વાંધે રહ્યું ચલકે;
ફરિ ઉદ્યમ થકી મેળવ, પ્રભુ જેવો ધણી માથે રહ્યું સુખ.
કાયર થઇ બેસમા બંદા, નીકર કરશે જંનો નીંદા;

ઉછીના આપવા પડશે, કદી મુકે નહીં નાઠે. રહ્યું સુખ.
સરળ રસ્તો બતાવું છું, પુરી રીતે પઢાવું છું;
કહે જયરામ ભજ તેને, ભલું કરશે બધી વાતે. રહ્યું સુખ.

---

## તૃષ્ણા વિષે

(કવાલી ૧૩.)

અરે તૃષ્ણા અમો ઉપર, દયા કરતો હવે સારૂં;
અમો હારી ગયા તુજથી, સકલ કારણ ખરૂં તારૂં.
આહરનિશ હું જપું તુજને, વળે શાંતી નહિં મુજને;
કઠણ છે આ સ્થિતી તારી, સમજવું શું હવે વારૂં. અરે.
વિષયને તું વખાણે છે, અધિક મહિ રંગ આણે છે,
પ્રભુ નામે મીઠું મોટું, ખરૂં સુખ તે રહ્યું ન્યારૂં અરે.
સોના ચાંદી તણા ઢગલા, જુવે છે તું રહી સઘળા;
છતા મુકતાફળો ઇચ્છે, અમો એથી ઘણા હારૂં અરે.
સ્વભાવે તું પડી એવી, ધરૂં શાંતી હવે કેવી.
કહે જયરામ હે માતા, અતીશય તે બધું ખારૂં અરે.

---

## ઇશ્વરિ લેખની મહત્વતા.

(કવાલી ૧૪.)

લખ્યું છે શું પ્રભુએ તે ખરૂં કહિદે એવો કોઇ;
થયું તે સર્વ કોઇ જોણે, થશે તે ના શકે જોઇ.

જોશી મહારાજની પાસે ગયા દુઃખના અતી ત્રાસે;
રૂપૈયો દોઢ પણ દીધો, છેવટ રહેવું પડયું રોઈ. લખ્યું છે
બીજાની દુર્દશા દેખી, અમો કરસું કદી શેખી;
પોતાનું તો ખબર છે નહિં, કેવારે નાખશું ખોઇ. લખ્યું છે.
પ્રભુએ છે લખ્યું જેમાં, વધુ ઓછું કરે એમાં;
કહે જયરામ લાવોને, ચરણ પીશું અમો ધોઇ. લખ્યું છે.

---

## સ્નેહ વિષે.

(કવાલી ૧૫)

અતિશય સ્નેહપણ જનને ઘણા દુખનુંજ કારણ છે;
પરસ્પર પ્રેમનો બંધન, હૃદય બાળી બગાડે છે.
વિયોગી સ્નેહના જે છે, કમોતેથી મરે છે તે;
રહ્યામાથું કુટી કોઇ, સકળ સિદ્ધિ ગુમાવેછેટે. અતિશય.
જુઠી આ જગતની માયા, પડેલા કૈક પસ્તાયા,
આખર તો એકલું જાવું, ન સાથે કોઇ આવે છે, અતિશય.
દેશે પુંકી પ્રહરમાંહિં, પીતા કોના કયો ભાઇ;
બચેલી ખાક પણ અંતે, મટોડીમાં મળી જાશે. અતિશય.
ભોગવશે પાપના ફળ તું, હું તો સાચું કહી દઉં છું;
કહે જયરામ એ પ્રેમી, મફત શીર કાં ધુણાવે છે. અતિશય.

---

## ક્ષમા રૂપી ખડક વિષે.

(કવાલી ૧૬.)

મધુર વાણી જેના મુખમાં, સુખે સંસાર તે જીતે
શકે ગાંજી ન કોઇ શત્રુ, લખી સૌ રાખજો ભીંતે.
સ્વભાવે જે હશે ધીરો, મલે તેનેજ આ હીરો;
જગત આખું કરે વશ તે, શરિર સુખમાં રહે નિત્યે મધુર વાણી
જેની જીભ્હા હશે મીઠી, પીડા તેને ન મેં દીઠી;
સજન પણ તેમને ચાહે, મહદ કોઇ જ્ઞાનીની રીતે; મધુરવાણી
લખીને રાખશું ભાઇ, જોવા નહીં આવશું કયાંહીં
કહે જયરામ આ હરદમ, વ્યસન વળગાડજો ચિત્તે. મધુર વાણી

---

## સોબત તેવી અસર.

(કવાલી ૧૭)

કુસંગીની કુસોબતના, પરિણામો નકકી નડશે.
જાણો એમાં ન કંઇ સંશય, વિવેકીના વચન ફળશે.
હશે જન નીચ જે વારૂં, બતાવે નાં કદી સારૂં;
જેવો પોતે તેવા બીજા. થવાને મહેનતો કરશે. કુસંગીની.
દુઃખી થઇ ગાય પણ એથી, સોબત ખરની કરી તેથી;
ગળામાં ઘંટ બંધાણો. કહો કઇ રીતથી ટળશે. કુસંગીની.

સોબત કરતાં પ્રથમ જોવું, એનું ફળ આવશે કેવું;
સમજમાં જે હુશે ગદ્દધો, વિના મોતેજ તે મરશે. કુસંગીની.
સમય છે આ બહુ ખોટો, વિવેકીનો બડો ત્રોટો;
દેખાશે રંકના જેવો, પરંતુ નીચ તે ઠરશે. કુસંગીની.
બીના તો છે બહુ બીજી, રહો બસ એ થકી રીઝી;
કહ્યું જયરામનું કરતાં, ભવાબ્ધીને સુખે તરશે. કુસંગીની.

---

## નીકલ ગયા દમ પીછે ના કીસીકે તુમ ઔર ના કસીકે હમ.

(કવ્વલી ૧૮)

શરિરમાં શ્વાસ છે કાયમ, સગા સૌ ત્યાં સુધી તારાં,
ગયું દમ નીકળી જ્યારે, પડી જાશે બધા ન્યારા.
ગયા રાખી ન કંઈ વાંસે, અમારૂં શું હવે થાશે;
કુટે માથું અને છાતી, દેશે પૂંકી ઈંધણ વ્હારા. શરિરમાં.
ધણી મારા હતો કેવો, કમાવીને દીએ તેવો;
મુવા પાછળ મરિશું કે, જશે વિતિ દિવસ ખારા. શરિરમાં.
જુવો આ જગતની રીતી, પ્રગટ કહું છું અથ ઇતિ;
કહે જયરામ જગ ખોટું, સમજ મનમાં અરે પ્યારા. શરિરમાં

---

## મામલા ખલાસ તો ફીર કયા તલ્લાસ.

(કવાલી ૧૯)

---

મૃતકને શું રડોછોરે, મુદ્દત ખલ્લાસ થઇ એની;
જમાબંધી થઇ પુરી, તપાસીને જરા જોની.
કરજદારો હતા તેને, ચુકાવીને દીધું એણે;
લેવાનું તે સહુ લીધું આશા રાખો નહિં મોની. મૃતકને.
કહો એને હવે કંઇ છે, રડે છે કોણ કંઇ કહે છે;
હવે સીદને કરો ધોખો, પડે તે સર્વ ભોગોની. મૃતકને.
ધીરજરાખી કરો ધંધો, પ્રભુના ચર્ણ જઇ વંદો;
અટકશે તેજ અથડાશે, મોઢું તારૂં જરા ધોની. મૃતકને.
જવું શરણે હવે કોને, વિચારીને અલ્યા જોને;
કહે જયરામ દુનીયામાં, પીતા કોની મધર કોની મૃતકને.

---

## હીતોપદેશ.

(કવાલી ૨૦)

ફુલે છે શું અરે બંદા, દિવસ બે ચારને માટે;
ફુલ્યાં કરમાય છે પલમાં, જશે ચાલ્યો સિધી વાટે.
ઉંચુ રાખી રહ્યા માથું, ગગન સાથે કરે વાતું;
હુકમ છુટયો કદી ત્યાંથી, જવા દેશે નહિં હાટે. ફુલે છે.

વદે વચનો ઘણાં મીઠાં, એવા તો કૈક મેં દીઠાં;
છતાં મનનાં બહુ મેલા, પડેલા છે ઉંધે ખાટે, પુલે છે.
શકે દેખી ન કંઇ સારૂં, જગતમાંનુ બધું મારૂં;
બીજાનું શું તને મળશે, નકામી જીભ કાં ચાટે. પુલે છે.
ખમીને તું જરા ખાને, સાંભળતો શું નથી કાને;
કહે જયરામ એ ભુંડા, છુટે ના ભય કદી નાઠે. પુલે છે.

---

## સ્મશાન વૈરાગ્ય.

(કવાલી ૨૧.)

દેખી બળતાં શરિરોને તુરત ઉત્પન થયો ખટકો;
એવી રીતે અમોને પણ, દેશે લઇ આગનો ચટકો.
જરા ન્હાયા જરા ધોયા, ખરૂં ખોટું જરા રોયા;
પછી ત્યાંથી ગયા ઘરમાં, જોતા બેઠાં સ્ત્રીનો લટકો. દેખી.
વિંટી પહેલી લીધી કરમાં, રામાયણ પણ હતી થડમાં;
ઉઘાડીને જરા વાંચી, તુરત શીરપર ધર્યો પટકો. દેખી.
જોવાં લાગ્યાં અરિસામાં, બટન નાખ્યા ખમીસામાં;
પહેર્યો લઈ કોટ ત્યાં કાળો, જેવા ઘર રાંડને સટક્યો દેખી.
વિચાર્યું જ્ઞાન આ મનમાં, મરિ જેઈશું ઘડી પલમાં.
એવું જાણી બીચારે ત્યાં, ખાધો લઇ ઉસનો કટકો. દેખી.

ગયું સૌ જ્ઞાન ત્યાં ઉડી, લીધા ભજીયા અને પૂરી;
મજા લાગી નહિં તમને, હજુ બેઠો નથી ફટકો. દેખી
કહે જયરામ શું કરવું, જીવ્યા કરતાં ભલું મરવું;
એવા દુષ્ટો રહ્યા જગમાં, તેને દેખાડશું ઝટકો, દેખી.

---

## મમત્વ નીષેધક.

( કવાલી ૨૨. )

કોના સુત દારને જાયા, પ્રભુની છે બધી માયા;
ઉદરમાંથી જનમ લીધું, હતાં કંઇ સાથમાં લાવ્યા.
મરિ જૈશું બધું મેલી, ન આવે સાથમાં થેલી;
નોટો પણ નાં કદી આવે, બળી જાશે સકળ કાયા. કોના.
હતી એક કાનમાં વાળી, શરિર સાથે ન તે બાળી;
ગયા છુટી જેવા પ્રાણો, તુરતમાં સાણસી લાવ્યા. કોના.
અમુલ્ય રેશમી વાઘા, ઉપાડીને કીધાં આઘાં;
વિયોગી સૌ થશે એના, છતાં હાથો ન અચકાયા. કોના.
રડે છે ગર્જને લોકો, નથી મનમાં કશો ધોખો;
પછી કે મા અને કઇ બા, મુદત વિતેજ વિસરાયા. કોના.
કર્યું હાથેજ તે સાથે, જવું છે એકલું જાતે;
કહે જયરામ તે ભુલ્યા, ગોવિંદ ગુણ ના કદી ગાયા. કોના.

---

## અંતઃકરણની દુરબલતા.

( કવાલી ૨૩ )

હવા રહી ખાય છે વૃત્તી, દર્શનથી શું ભલું થાશે;
ભટકતો રહિશ આ ભવમાં, એવું નકકી રહ્યુ ભાસે.
બુરા કરમો પ્રથમ કરવા, પછી આવ્યા પગે પડવા;
ધોવાશે પાપ શું તેથી, હજુ ફળ છે એનાં વાંસે. હવા
કહ્યું કોણે એવું તમને, જણાવોને જરા અમને;
હશે કોઈ પેટ ભરનારો, દિસે મરતો બહુ ત્રાસે. હવા,
ઠસાવીને દિધું એવું, પડે નહિ કોઇને દેવું;
રહ્યા છે પાસમાં તારી, જોવાને કયાં રહ્યા નાસે. હવા.
છોડી દે ઢોંગ સૌ તારા ભજન કર તું અરે પ્યારા;
કહે જયરામ સૌ પાપો, પ્રતાપી નામથી જાશે. હવા.

---

## ગર્વ વિષે

( કવાલી ૨૪. )

કરિશ નહિં ગર્વ ઓ બંદા, ગરવના છે ઘરો ખાલી;
સહન કરશે નહિં શ્રીજી, દેશે પલ એકમાં બાળી.
અભીમાની અરે નર તું, હૃદયમાં જ્ઞાન કંઇ ધર તું;
મહા બળવાન પણ એથી, પડયા છે જો જરા ભાળી કરિશ.

તણખલાની જેવો છે તું સુખે વહીને રહ્યો છે હું;
હુંપદથી સર્વ કોઇ હાર્યા, નદી પણ લોહીની ચાલી. કરિશ.
અલ્પા રહીજા હવે છાનો, કહે તું રાજવી કયાંનો;
જશે જયરામ કહે ત્રુટી, ત્વચા પણ થઇ જશે કાળી. કરિશ,

---

## માલી સીંચે સો ઘડા પણ રૂતુ વિના ફળ ન હોય.

(કવાલી ૨૫.)

કૃપા કરશે પ્રભુ જ્યારે, બની સૌ આવશે ત્યારે,
અધીરા મા થશો ભાઇ, ઉતાવળથી જગત હારે. કૃપા.
શરિરમાં પણ હતી વ્યાધી, તેમાં એક રોટલી ખાધી;
ભયંકર શુળના યોગે, દુઃખી હું છુંજ અત્યારે. કૃપા.
વિચાર્યું મેં વળી એવું, કોની પાસે જઇ કહેવું;
ગયો હું વૈદ્યની પાસે, તોપણ દમ ઉપડયું ભારે. કૃપા.
રૂપૈયા દોઢસો દીધા, નકામા ઔષધો પીધા;
કિંચિતપણ ના થયું સારૂં, એથી ધોંખો બહુ મારે. કૃપા.
પ્રભુની શું હશે મરજી, બીજાનો હું થયો કરજી;
સુખી થઇ નાં અમો બેઠાં, ચડયા નહિં વૈદ્યપણ વારે કૃપા.
મુદત પુરી થવા લાગી, પીડા સૌ દૂર ગૈ ભાગી; —
ધીરજની છે બલીહારી, કહે જોશી મુખદ્વારે. કૃપા.

---

## નાણાની મગરૂરી વિષે.

( કવાલી ૨૫. )

રૂપૈયાની ઘણી ગરમી, અલ્યા શાને ધરાવે છે;
સુકૃત્ય સર્વ તું તારા, ગરવથી કાં ગુમાવે છે—ટેક
પુરવના પુન્યથી ભાઇ, ટકી રહી છે પ્રભુતાઈ;
ડુંગર જેવા મોટા હાથી, પશુ શીર ધુળ ઘાલે છે. રૂપૈયાની.
ઘણા ગરવીષ્ટ ને શૂરા, થયાં છે તેમના ચૂરા;
દુશાસનની દશા વાંચો, પુરાણોમાં બતાવી છે; રૂપૈયાની.
ગણો છો જેમને મોટા, વચનના સર્વ કોઇ ખોટા;
છતાં મનના બહુ કપટી, ગરિબોને સતાવે છે. રૂપૈયાની.
મેતાજી ક્યાં ગયો રામા, અરે આ કોણ છે મામા;
પછી પેટી ઉઘાડીને, મોટેથી દાંત કાઢે છે. રૂપૈયાની.
ઉઠે બેસે વળી ચાલે, અરિસામાં જરા ભાળે;
ઉડાડે કુંચીના ઝુડા, મુરખ મોટા કહાવે છે. રૂપૈયાની.
દીવસ ઉઠી જશે કયારે, દુર્ભવશો બ્રાહ્મણો ત્યારે;
જુવો જયરામ આ કીડી, મજા કેવી ઉડાવે છે. રૂપૈયાની.

---

## સુખ એવી ચીજ દુનીયામાં છેજ નહિ.

( કવાલી ૨૭. )

વિના દુઃખ એકબી વસ્તુ, ભુમી તળમાં ન મેં જોઇ;
અભાગી જીવડા શાને, હશે રહેતા એમાં મોહી.

પૈસો ત્યાં પુત્રના વાંધા, પ્રજા ત્યાં અન્નના સાંધા;
રૂપાળા રોગથી મરતાં, કઠણુ કાળા દીઠા કોઇ     વિના.
મુરખમાં પ્રાક્રમો ઝાઝા, ચતુર રહેતા નથી સાજા;
ભણેલા ભીખ માંગે છે, છતાં મળતી નથી પાઇ.     વિના
હશે જ્યાં દુધ ત્યાં પાણી, સતી નીર્લજ્જ કહેવાણી;
ગુણીકામાં ગુણો ભારે, કોમળ ત્યાં છેક નબળાઇ.     વિના.
ડાહ્યા ને સૌ કહે ઘેલો, ગુરૂ કરતાં વધે ચેલો;
વગર દમના હશે જાડા, ઝીણામાં ખુબ ચપલાઇ.     વિના.
પ્રભુની છે અજબ લીલા, કડક પણ થાય છે ઢીલા,
કહે જયરામ તે માટે, ભજો માલીકને ભાઇ.     વિના.

---

## વૃત્તી તાબે રાખવા વિષે.

( કવાલી ૨૮. )

રહે મન જો કદી વસતો, મટે દુનિયાં તણી ફાંસી;
જવાનુ' કામ પણ શું છે, તીરથ ગંગા અને કાશી.
નજર ખોટી કદી કરશો, કેવી રિતે તમો તરશો;
રોકી રાખો જરા દિલને, મેળે જાશે પછી ત્રાસી. રહે મન.
કમાવી શું થયા સુખીયા, મારા રૂપીયા મારા રૂપીયા;
ન આવે એક બી સાથે, સ્રીયો ધન માલ કે દાસી રહે મન.
રવાના સૌ થશે રૂડા, સ્રીઓ પણ ફોડશે ચુડા.
જશે ચાલી બીજાને તે, સોમાંથી રાખશે છયાસી. રહે મન.

પીતા માતા અગર ભાઈ, રૂપૈયાના સગાસાઈ;
રૂધીરની છે સગી નારી, માતા છે ત્યાં લગી માસી. રહે મન.
પ્રભુની જો કૃપા થાશે, ઉપાધી સૌ મટી જાશે;
કહે જયરામ લે સુમરી, સમર્થ દેવ સુખ રાશી. રહે મન.

---

## સારાં કામ આડાં સૌ વિઘ્નો

( કવાલી ૨૯. )

પ્રભુનું નામ લેવાને, અમો માલા લીધી કરમાં;
કહે મોતી ઉઠો બાપા, બીહું છું હું બહુ ઘરમાં
લાગ્યો ત્યાં મોતીડો રોવા, એની માતો ગઈ ધોવા;
મોમાંથી બોલ આ કાઢયો, રહે છાનો અલ્યા મરમા પ્રભુનું
છતાંપણ નાં રહ્યો એતો, ઉઠી તેડયો પછી મેં તો;
ગયું ત્યાં ધ્યાન સૌ ચુકી, વિઘન આવ્યું જુવો પલમાં. પ્રભુનું
ચોખાનો પાત્ર લઇ હાથે, ગયા સતસંગમાં રાતે;
દેતાં તાળું ગયા ભૂલી, પડી પેટીજ છે થડમાં. પ્રભુનું.
કથા શું સાંભળું ભાઇ, ગયું મુખ ત્યાંજ લેવાઈ;
ઉઠી ત્યાંથી અમો ચાલ્યાં, નકી છૈયેજ બેશરમાં. પ્રભુનું.
ઇલાજો નાં કરો ભલતાં, પ્રભુ સાથે રહો મલતાં;
રાખો જયરામ મન ચોખું, વસ્યા વાલોજ છે તનમાં પ્રભુનું.

---

## સુખ દુઃખની સમાનતા.

(કવાલી ૩૦.)

સુખ સ્વપ્ના જેવું સમજો, દુઃખ દીન રાતનો સાથી;
અજ્યાં બેઉ સાથમાં પ્યારે, હરખ ઉદ્વેગ બ્રહ્માંથી.
સુખ લાગે બહુ સારૂં, દુઃખ રહેતું નથી ન્યારૂં;
રહ્યા બેઉ સાથમાં સંપી આવે ને જાય અહિયાંથી. સુખ.
પ્રથમ પરણ્યા તમો જ્યારે, સુખ પામ્યા ઘણું ત્યારે;
દુઃખ આપી રહી બીજી, આગળની લાવવી કયાંથી સુખ.
કમાયા છું અમો ભારે, રૂપૈયા લાખ અત્યારે;
રહેશે કીંવા બધા જાસે, લખાવ્યું શું હશે ત્યાંથી. સુખ.
સદા આનંદમાં રહેવું, દુઃખી છું એમ ના કહેવું;
કહે જયરામ દુનીયામાં, છેવટ રહેશે બધી માટી. સુખ.

---

## જીવ અને શરિરનું જુદાપણું.

(કવાલી ૩૧.)

સુંદર ઘર બારને છોડી, ગયો તે હંસ કયાં ઉડી;
પડયું છે પીંજરૂં ખાલી, કોની માયા કોની મુડી.
સોના સરખી જેની પાંખો, મલે નહિં ખર્ચતાં લાખો;
સુઘડતા પણ હતી રૂડી, ગયો તે હંસ કયાં ઉડી.
હતી શુભ ચંચુકી જેની, કરૂં શું વાત હું તેની;
માયા સંસારની કુડી, ગયો તે હંસ કયાં ઉડી.

અહાહા શું તેનાં લક્ષણ, ફળો કેવાં કરે ભક્ષણ.
માતર તૃષ્ણા બધી બુરી, ગયો તે હંસ કયાં ઉડી.
કહોને ભાઇ શું કરવું, સ્મરણ કરીને રહ્યું રડવું;
મુકો જયરામ મગરૂરી, ગયો તે હંસ કયાં ઉડી.

---

## કલીજુગના મહાત્માઓની તારીફ.

(કવાલી ૩૨.)

કલીજુગનાં મહાત્માઓ, કૃપાલુ ધન્ય છે તમને;
દેખીતા છો મહા સુંદર, કૃપાલુ ધન્ય છે તમને.
લોકોનું ચિત્ત હરનારા, સ્રીયોપર પ્રેમ ધરનારા;
રૂપૈયાને પરખનારા, કૃપાલુ ધન્ય છે તમને.
લાખો રૂપીયા લુંટી ખાવા, બન્યા છો શું તમો બાવા;
ન દેવી પાઇ પણ જાવા, કૃપાલુ ધન્ય છે તમને.
જગતનું શું ભલું કીધું, લુંટી સર્વત્ર તો લીધું;
ઉકાળીને પયઃ પીધું. કૃપાલુ ધન્ય છે તમને.
આખી દુનીયાં કહે જોગી, બાવા દેખું ડબલ ભોગી;
શાને કહેતા હશો માઇ, કૃપાલુ ધન્ય છે તમને.
મુનીશ્વર સૌ ગણે મોટા ધુમાડાના ઉડે ગોટા;
પરંતુ જ્ઞાનના ત્રોટા, કૃપાલુ ધન્ય છે તમને.
ગરિબ લોકો નથી ગમતાં, શ્રીમંતો પર બડી મમતા;
સ્વાદિના ભરો દુના, કૃપાલુ ધન્ય છે તમને.

નથી ઐશ્વર્યમાં ખામી, નાના મોટાં બધા સ્વામી;
ધુતારાના સગા ભાઈ, કૃપાલુ ધન્ય છે તમને.
સકર ઘી સબ હમે ખાના, લડુ દરરોજ ઉડવાના;
રંડીભી સાથ ફીરવાના, કૃપાલુ ધન્ય છે તમને.
કલર શુભ શ્વેતના બગલા, દીઠા મેં લાલચુ સઘળા;
કહે જયરામ મહા પુરૂષો, કૃપાલુ ધન્ય છે તમને.

---

## હરીકીર્તનનો મહિ

સોરઠ

કરિલે સુધામૃત પાન તું અવ
સુખ ભોગવો જઈ સ્વર્ગનું,
ખરૂ તત્વ શ્રીહરિ નામ છે,
એકવાર જો મુખથી લહુ, હુ
અચકાઉં સાને હવે વળી,
ભય શું રહ્યું પછી કાળનુ, મ ગે
જયરામ રંક અનાથ છે, ઇષ્ટનો જેને શા
વૃત્તિમાં પ્રકાશી રહો પ્રભુ, દીન જાણી લોક ૯

---

(કવાલી ૩૪)

મેલવવી હોય જો લક્ષ્મી, રટી હરિનામ લે હરદમ;
સદા આનંદમાં રહેવા, થકી પણ થાય છે પરશાન.

આયો ભેંસો અને ગાડી, બગિચા બંગલા વાડી;
એવા સુખને કદી ચાહો, રટી હરિનામ લે હરદમ.
ઉપાધીને કરો અળગી, બાવળને શું રહ્યા વળગી;
ઇચ્છા જો હોય આંબાની, રટી હરિનામ લે હરદમ.
પ્રભુનો કોપ જો થાશે, પાસેનું પણ વહ્યું જાશે;
જે ડાહ્યા જરા થઇને, રટી હરિના લે હરદમ.
ખરા એવું, પ્રથમ આપી પછી લેવું;
દર્શન, રટી હરિનામ લે હરદમ.
જન કરશો તમો કયારે;
હરિનામ લે હરદમ.
જશે કંઇ પણ નહિં ત્રોટો;
રિનામ લે હરદમ.
ા તેને બની લાયક;
હરિનામ લે હરદમ



# ખાતાની માંડીવાળ.

(કવાલી. ૩૫.)

દિવસ એક આવશે એવો, તજી દુનિયાં જવું પડશે,
કંચન જેવી સુંદર કાયા, ભયંકર આગમાં બળશે. ટેક.
આવે છે લોક સૌ જોવા, દેખી બૈરી મંડી રોવા,
ઇસ્ટેન્ડર બારનો ઠોકો, તમારા બાપથી ટળશે,
રૂપૈયા લાખ છે નગદી, સોનાની ચાર છે લગડી
ચાંદીના પાંચ છે પાટા, ઉપાડી કોણુ તે
મોતીના હાર બે જોઇ, પડયો ત્યાં
રંડાપો આવશે બાને, મેળે મો
પ્રીયા દેખાડને મુખડું, છેવટની યા
જુવો ભાઇઓ આવો માણુસ, પોત
પછી દૂતે કરી વરદી, છોડો અબ
દિયા દો લાત કમરમેં, છુટે સબ
કર્યું હાથેજ તે સાથે, આવે છે
ઠર્યું જયરામ છે નિ

वैद्य पी.जी.भ - यां

# सुंदरी सुधा



સ્રીઓને માટે શકિતની ખાસ દ

(રજીસ્ટર્ડ.)

# ંદરી સુધા.

સફેત પ્રદર, લોહીવા, ગર્ભાશ-
ાંજો, દુખાવો, માસીક રૂતુનું
આવવું, અનિયમિત આવવું,
રહેવો, સુવા રોગ, જીર્ણ જવર,
અને પેશાબમાં કળતર,
પરનો દુખાવો,
ા માટે ઘણીજ
ા. ૧ના રૂ. ૨)
ગ જુદું.
ળો,